**પરામર્શક**

ગણેશ દેવી, અર્જુન રાઠવા, કાનજી પટેલ, અશોક ચૌધરી

**સંપાદક**

જિતેન્દ્ર વસાવા

**અક્ષરાંકન**

સંજય રાઠવા

**ચિત્ર સૌજન્ય**

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર, વડોદરા.

**સમય અવધિ : ત્રૈમાસિક**

**કિંમત પ્રતિ અંક** : રૂ. ૩૦/-

**વાર્ષિક લવાજમ :**

વિદ્યાર્થી : રૂ. ૧૦૦/-

અધ્યાપક : રૂ. ૧૩૦/-

સંસ્થાકીય : રૂ. ૧૬૦/-

લવાજમ મનીઑર્ડર દ્વારા 'સંપાદક, પૂર્વપરા' નામે મોકલવું.

**પત્ર વ્યવહાર અને લવાજમ મોકલવાનું સરનામું :**

જિતેન્દ્ર વસાવા, સંપાદક, 'પૂર્વપરા'

આદિવાસી અકાદમી

'મંદાર'

મુ. પો. તેજગઢ ૩૯૧ ૧૫૬

તા.છોટાઉદેપુર, જિ. વડાદરા

ફોન નં. : ૯૮૭૯૩૦૦૧૩૨, ૦૨૬૬૯-૨૯૦૩૩૨

ઈમેલ : jitendra_academy@yahoo.com

**પ્રકાશક :**

PURVA PRAKASH

પૂર્વ પ્રકાશ

૧૦ સ્પ્રિંગ વ્યૂ, તક્ષ કોમ્પ્લેક્ષ ની સામે

વાસના રોડ, વડોદરા ૩૯૦ ૦૧૫

ફોન નં. : ૦૨૬૫ - ૨૨૫૧૫૨૪

ઈમેલ : purvaprakash.publication@gmail.com

**મુદ્રક :**

શિવમ ઑફસેટ, વડોદરા

## અનુક્રમણિકા

## આદિવાસી સાહિત્યનું આજનું પરિદૃશ્ય

આદિવાસી ભાષાઓએ જે તે રાજ્યની કે પોતાની લિપિઓમાં લેખન છેલ્લા બે દાયકાથી ગતિશીલ કર્યું છે. એ પૂર્વે એમની મૌખિક પરંપરાઓમાં સંપાદન, ધ્વનિ કે દૃશ્યોમાં અંકન રૂપે થતાં આવ્યાં છે. આ અંકન, સંપાદને પણ આદિવાસી સાહિત્યને સર્જનાત્મક સ્તર પૂરું પાડવામાં મહત્વનું કાર્ય કર્યું છે. આદિવાસી ક્ષેત્રમાં સામાજિક, સાંસ્કૃતિક અને નૃવંશીય અભ્યાસ કરનાર વ્યકિતઓ, સંસ્થાઓ પણ પોતે પોતાની રીતે કાર્ય કરે છે. જે તે ક્ષેત્રો, પ્રદેશો કે રાજ્ય-રાષ્ટ્રના સ્તરે આદિવાસી સાહિત્ય, કલ્પનાશીલ જ્ઞાન ભંડારથી નિકટવર્તીઅભ્યાસુઓ, સાહિત્યના વિદ્વાનો ઘણા સમયથી જાણે છે.

સૌ પહેલાં શ્રી વેરિયર એલ્વીને મધ્યભારતના આદિવાસી સમાજની મૌખિક પરંપરાની સમૃધ્ધિને મોટા પાયે અંકિત કરી દુનિયાને એનો પરિચય આપ્યો છે. એથી ઉભી થયેલી જાગૃતિની અસર છેલ્લા બે દાયકાઓ આદિવાસી સાહિત્યમાં થયેલ કાર્ય પર અચૂક છે.

આ અસર એટલે કે જાગૃતિ એક બે દાયકાઓમાં ઉભી થતી નથી. આ એવા સમાજની વાત છે. જેને આધુનિક સમયમાં વિકાસનાં ઉપકરણ મળ્યાં નથી. શિક્ષણ જીવનની પાયાની સુવિધાઓ, રાજકીય સશકિતકરણ આ બધું ભાષા, સાહિત્યમાં થતી અભિવ્યકિતની સાથે સાથે સમુદાયોને પ્રાપ્ત થતું આવે છે. આદિવાસી સમુદાય સાથે અર્થપૂર્ણ સંપર્ક, ગતિશીલ સંબંધ હજુ ભારતીય રાજ્યે ઉભો કર્યો નથી. કયાંક બે ચાર દાખલાઓ અપવાદ હોઈ શકે પણ આદિવાસીઓની જનજાતિય વિવિધતા, સાંસ્કૃતિક સામાજિક, નૃવંશીય વિશિષ્ટતા ને આત્મસાત કરી એ માટે જરૂરી એવી કોઈ સફળ વ્યવસ્થાના નમૂના આજ સુધી દેશમાં ઉભા થયા નથી. આવા કથા સંપર્ક સંબંધના અભાવમાં એ સમાજ પોતાની પરંપરાગત જીવન પ્રણાલિમાં બાહ્ય જગતની ચિંતા, વિચારણા ઝાઝી ન કરે અને જીવતે થાય છે. વર્ષોથી આ બાબતે નાનાં નાનાં બીજ નંખાયાં પરિણામે જે કઈ થયું, રચાયું એ બે પ્રકારનું છે. વ્યકિતઓએ રચેલું એક તો જન્મે આદિવાસી ન હોય એવી સાહિત્ય. એમાં શ્રીમતી મહાશ્વેતા દેવી, કેશવ શીવરામ કારંથાના સાહિત્યે આદિવાસી જીવન, તેના પ્રશ્નોનું ધ્યાનાકષી આલેખન છેલ્લાં પચાસ-સાઈઠ વર્ષ દરમ્યાન કર્યું છે. મૈત્રેયી પુષ્પાએ રચેલ હિન્દી નવલ કથા 'અલમા કબૂતરી' આ સંદર્ભે આદિવાસી જીવનનું બહારની વ્યકિત કેવી રીતે આલેખન કરે તેનું ઉદાહરણ છે. ભારતીય અંગ્રેજીમાં લખાયેલ નવલકથાઓમાં અંગ્રેજ દૃષ્ટિ જોવા મળે છે. આ દૃષ્ટિએ આદિવાસી સમાજનું ઔપનિવેશીક કોણ થી આલેખન થયું હોય એને આદિવાસી જીવન સાથે ન્યાય કરતું સાહિત્ય રચ્યું નથી. એક વિષય તરીકે આદિવાસી જીવન લેવાયું છે પણ એજ જૂની નજરે જોવાતું હોય આપણે એને અસલી નિસબત વાળું સાહિત્ય ગણાતાં ખચકાઈ એ છીએ.

હિનદીમાં તેજેન્દરની નવલકથા 'કાલાપાદરી'માં છત્તીસગઢના આદિવાસી જીવનનું ચિત્ર છે. 'ધાર' માં ઝારખંડનું સાંથાલી જીવન ચિત્રિત છે. આ નિરૂપણ આદિવાસી જીવનમાં ઊતરીને કરવામાં આવ્યાં છે. આ સિવાય રાકેશકુમાર સિંગની વાર્તાઓ, નવલકથાઓ આદિવાસી જીવનનું આલેખન કરે છે. આદિવાસી જીવનના મૂલાધાર જલ, જંગલ, જમીન અને જાનવર સાથેનો આદિકાળનો નાતો અહીં ફરી તારસ્વરે પ્રગટ થાય છે. આદિવાસીએ અંદરની વ્યકિત તરીકે કે બિનઆદિવાસીએ બાહ્ય વ્યકિત તરીકે લખ્યું હોવા છતાં આ સાહિત્ય આદિવાસીને સમભાવથી નવા દૃષ્ટિકોણથી જોઈને આલેખન કરતો આ રચનાઓ હોઈને ધ્યાનાહે બની છે. મરાઠીમાં આત્મારામ રાઠોડે બનજારા જાતિના જીવનને અંદરની વ્યકિત આલેખે તે રીતે રજૂ કર્યું છે. તેમની કવિતાઓ 'માઝી સનદ કુઠે આહે' 'અજ્ઞાન કોષ' અને આત્મકથા 'ઉપરા' માં અને લક્ષ્મણ ગાયકવાડની આત્મકથા 'ઉચ્લયા' માં વિમુકત વિચરતી જનજાતિના જીવનને આલેખે છે. વાહરુ સોનવણે ભૂજંગ મેશ્રાયની કવિતા આ સમાજ  અશકત સર્જનાત્મક અવાજ તરીકે આવે છે.

ગુજરાતમાં વાઘરી સમુદાયને આલેખતી નવલકથા 'બદલાતી ક્ષિતિજ' લે. જયંત ગાડિત નાયક સમુદાયને આલેખતી 'અંધારુ' લઘુનવલ મણિલાલ પટેલે, જયન્ત મલકાણે વિચરતી જાતિઓના જીવન વિશે કથાત્મક સાહિત્ય લખ્યું છે. દેવશંકર એ પહેલાએ ડફેર આડોડિયા સમુદાયો વિશે લખાણ કર્યું છે. ઝવેરચંદ મેઘાણીએ આ જનજાતિઓની કથાઓને સર્જનાત્મક રીતે ફરી કહીને રજૂ કરી છે. તરગાળા તરીકે જાણીતી ભવાઈ રજૂ કરી છે. વિચરતી જનજાતિમાં અનેક નાનામોટા નાટક લખનાર પાક્યા છે. 'ડેરો' શિલ્પકથા વિચરતી જનજાતિઓને કેન્દ્રિત કરતો વાર્તા સંગ્રહ પણ ગુજરાતમાં પ્રગટ થયો છે. સુરમલ વહોનિયા કૃત 'મંડોળ' અને 'દાપૂ' નવલકથાઓ પંચમહાલી ભીલીમાં છે.

ઉત્તરપૂર્વમાં એલ. જિયંગરે એ કરેલું મિઝો સાહિત્યનું સંપાદન, ડેઝમંડ કર્માફલોંગનું ખાસી સાહિત્યનું સંકલન, હિમાલયી ગઢવાલી સાહિત્યનું ગોવિંદ ચાતકનું સંપાદન ઉપરાંત _*The Puited words* નામે ગણેશ દેવીનું સંકલન આદિવાસી સાહિત્યની મુલ્યવત્તા દર્શાવતા ઉપયોગી પ્રયાસો છે.

કેરળ પ્રદેશમાં પ્રગટ 'કોચારેથી' પણ આદિવાસી જીવનને આલેખતી કૃતિ છે. આદિવાસી બાલ જીવનને દસ્તાવેજી રીતે રજૂ કરતી કન્નડ કૃતિ 'કાદીના મક્કલ ઓદનાતદલી' ઝેનકુરુબા બાળકોના કલ્પનાશીલ, સર્જનશીલ બળપણ અને તેના રમતોને વનપાર્શ્વભૂમાં આલેખે છે. સાંથાલી ભાષામાં યશોદા ટુડૂ, ગોરેન્દ્રનાથગોંઝૂ મિથિલા હેમ્બ્રમ અને નિમેલા પુત્રુલ મુંડારી ભાષામાં અમિતા મુંડા, રામદયાલ મુંડા, રેખા ડોંગે,

કુડુખ ભાષામાં પંકજ કુંજુર, ડૉ. ફ્રાન્સિસ્કા કુંજુરએ કવિતા અને વાર્તાઓ રચ્યાં છે. નાગપુરીમાં કુમારી વાસંતીનું સાહિત્ય સર્જન પ્રાપ્ય છે.કુરમાલી ભાષામાં ઉપેન્દ્રકુમારની વાર્તા અને કવિતાઓ ઉપરાંત મહાદેવ ટોપ્પોની કવિતાઓને પણ ભાવકો વધાવી રહ્યાં છે. દેહવાલીમાં ચામુલાલ રાઠવા અને અનેક નવી કવિતા કલમોએ ઠીકઠીક સર્જનો કર્યો છે.

રાજયસ્થાની હિન્દીમાં રમેશ મીણાની કવિતાઓ હરિરામ મીણાની નવલકથા 'ધૂણી તપે તીર' આદિવાસી જીવન વિશેનાં માહિતી અને વિચારાત્મક લખાણો નોંધપાત્ર છે. મરાઠીથી લઈ હિન્દી અને અનેક આદિવાસી ભાષાઓમાં આદિવાસી નાયક, નાયિકાઓમાં ચરિત્રાત્મક પુસ્તકો, મૌખિક પરંપરાના ઈતિહાસનાં પુસ્તકો પણ સાથો-સાથપ્રકાશિત થયા છે. ભીલી ભાષા બોલનારની સંખ્યા વસતિ ગણના પ્રમાણે સેંકડો ગણી વધવા પામી છે. પોતાની ભાષાને ગૌરવ પૂર્વક આમ સ્વીકારાઈ એ જ સુચિહ્નછે કે આદિવાસી જીવનની ઉવેચ નવા મોટા ફાલ સાથે આવવાને વાર નથી.

આદિવાસી સામયિક વિશ્વ પણ સક્રિય છે. છત્તીસગઢ 'લોકાક્ષર', ભીલી વિ. ૧૨ ભાષાઓમાં પ્રગટતું 'ઢોલ', ઉપરાંત આદિવાસી સર્જકતાનું 'લખારા', હિન્દીમાં યુદ્દરત આમ આદમી (સંપાદક : રમણિકા ગુપ્તા)એ આદિવાસીની સમકાલીન સર્જકતા માટે અવકાશ ઊભો કર્યો છે. હિન્દીમાં 'અરાવલિ ઉદ્‌ઘોષ' પ્રગટ થાય છે.

દક્ષિણ બંજરગે 'બૂધન'થિયેટર દ્વારા આદિવાસી પ્રશ્નોને નાટ્યરૂપે આપે છે. આ નાટ્યમંડળીમાં અનેક યુવા, કિશોરો પોતાના વિચારો, ભાવનાઓની અભિવ્યક્તિ સાંધી રહ્યા છે.

નવા છેલ્લા ત્રણેક દાયકાના આદિવાસી સાહિત્યમાં પોતાની પરંપરા અને સમકાલીન વાસ્તવ સામે મુકાબલાનો સૂર ઘુંટાય રહ્યો છે.દલિત સાહિત્યના અસ્પૃયતા સામેના આક્રોશ કરતાં જુદો અવાજ અહિં સંભળાય છે. અભાવની વાત નહિં પણ આદિવાસી અસ્મિતાનું હકારવાંચી વિધાન અહિં દેખાય છે. Black literture અને Feminist literture કરતાં નોખ્ખો રસ્તો અહિં ચિતરવામાં આવ્યો છે. પ્રસ્થાપિત આદિવાસી સાહિત્યમાં આદિવાસી સમાજનું વિકૃત ચિંત્ર રજુ થયું છે. તેનું પુનરાંકન અહિં આરંભાર્યું છે. સુગ્રીવ, વાલી અને હનુમાનનું માનવેતર ચિત્ર પ્રસ્થાપિત સાહિત્યમાં થયું છે. પરંતુ એ બધા તો આદિવાસી જીવન અને સાહિત્યના આદરણીય પૂર્વજો છે. દેશના પ્રત્યેક ભાગમાં સમાજમાં, સાહિત્યમાં

આદિવાસી સર્જકે પોતાના વિપરિત પૂર્વચિત્રણને બદલવાનો પ્રયાસ છે.

એટલું નક્કી છે કે આદિવાસી પરંપરાનું સાહિત્ય બળવાન હતું જ એના ચરણોમાં એમાંથી માર્ગ કોતરી રહેલું આ નવું આદિવાસી સાહિત્ય નિશ્ચિત પણે એવી આશા બંધાવે છે કે એવું સૌંદર્ય શાસ્ત્ર રચવાનો પાયો નંખાય મુક્યો છે. એના પાયામાં છે પ્રકૃતિ સાથેનો દઢ નાતો . સમગ્ર વનસ્પતિક અને જૈવિક સૃષ્ટિના સહ અસ્થિતિત્વનો, માનવ સમાજે ભીંત ભૂલ્યાનો મક્કમ સ્વર અહીં છે. આ સમાજનું સશક્તિકરણ નવસાથીરતાને આધારે છે જ. એક નવી સર્વસ્પર્શીસમાજ, પ્રકૃતિ વ્યવસ્થાનો વ્યાખ્યાનો આરંભ થઈ ચૂક્યો છે. આગામી થોડા દાયકામાં એનું ખેડાણ નવાં સુફળ આપસે એ નક્કી છે.

**કાનજી**

## લેખકો માટે...

* લેખકે લેખ મોકલતી વેળા કવર ઉપર જે તે વિભાગનું નામ સ્પષ્ટ લખવું.
* લેખકોએ પોતાનું લખાણ ફૂલસ્કેપ, એ-૪ સાઈઝના કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરે લખી મોકલવું અથવા ટાઈપ કરીને મોકલવું.
* પ્રત્યેક કૃતિ નીચે પૂરું નામ, સરનામુ, ફોન, મોબાઈલ નંબર લખવા તથા લેખની એક નકલ પોતાની પાસે અચૂક રાખવી.
* પૂર્વપરામાં પ્રગટ થતાં વિચારો કે અભિપ્રાયની જવાબદારી જે તે લેખકની રહેશે.

## વાચકો માટે...

* પૂર્વપરા (ત્રૈમાસિક) દર ત્રણ મહિને પ્રકાશિત થાય છે.
* વર્ષ દરમિયાન જાન્યુઆરી, મે, ઓગષ્ટ, નવેમ્બર એમ કુલ ચાર અંકો પ્રકાશિત થશે.
*

સાહિત્ય

# કુદરતે નિર્મેલી માનવીય સનદની શોધનું પ્રથમ ડગલું : 'માઝી સનદ કુઠે આહે?'

જિતેન્દ્ર વસાવા

આદિવાસી અકાદમી, તેજગઢ, જિ વડોદરા

**માનવ-પ્રકૃતિ- જીવજગત મુકિતના ભવિષ્યનો પાયો પોતાના સમાજના પાયામાં દેખાતા કવિ કહે છે; મારી કવિતા મને સ્વસ્થ રીતે બેસી રહેવા દેતી નથી. હું સૂઈ જાઉં તો તે કહે છે ઉઠ, હું ઉઠું છું તો તે કહે છે બેસ. બેસું છું તો કહે છે ચાલ, ચાલું એટલે કહે છે દોડ. કારણ કે તે મારા તૂટેલા - ફુટેલા, વિખેરાયેલા દુઃખોના મહાસાગરમાં ડૂબકી ખાતા, અસંખ્ય વેદનાઓની વચ્ચે ઘેરાયેલા દિશાહીન સમાજની ઓળખ છે. આ મારી કવિતા મશાલ છે. તે ડુંગરો, ખીણો, ગામો અને શહેરો-મહાનગરોમાં અજવાળુ આપશે. તેથી જ ડૉ. ગણેશ દેવી નોંધે છે કે 'ચામુલાલ રાઠવાની નિર્મિતી બદલ એવું કહેવું સાર્થક ઠરે છે કે તે દેહવાલી- આદિવાસી ભાષક કવિ તો છે જ પણ તેની અપેક્ષાએ તે દેહવાલી - આદિવાસી પ્રકૃતીનો, એક ખાસ આદિવાસી વિચાર - પ્રક્રિયાના વાહક છે. તેના લખાણ દ્વારા આપણા એક નવીન વિચાર-વર્ણના દ્વાર ઉઘડેલા દેખાય છે. તે આધુનિક સમાજના નવા પરિવર્તનના આંદોલન માટે દિશા નિર્દેશક ચિન્હ છે.'**

ગુજરાતમાં આદિવાસી સાહિત્ય સર્જનનો યશ શંકરભાઈ તડવીને ફાળે જાય છે. તેથી પણ વધુ સન્માન તે સાહિત્યને પ્રકાશિત કરનાર 'ભાષા કેન્દ્ર વડોદરા'ને જાય છે. કંઈ કેટલાય સમયથી શંકરભાઈ તડવીએ 'તેલાવને મેળે !' નામની લઘુનવલ લખીને મૈંકી રાખેલી તે વાત ડૉ. ગણેશ દેવીના કાને આવી અને ૧૯૯૯માં તેને પ્રકાશિત કરી. તેમાં સંખેડા વિસ્તારમાં ભરાતા 'તેલાવના મેળા'ની કથા આડે આદિવાસી જીવનકથા નિરૂપવાનો પહેલો પ્રયાસ થયો છે. તેના ત્રણ વર્ષ પછી પંચમહાલમાંથી સુરમલ વહોનિયાની 'મંડોળ' (૨૦૦૨) પ્રકાશિત થઈ. આ બે લઘુનવલના રૂપમાં આદિવાસી સાહિત્યએ ગુજરાતી સાહિત્યના સહપ્રવાહે પોતાનું વહેણ શરૂ કર્યું, માથા ઉચકયા અને આ પરંપરા ધીરે ધીરે ચાલી પડી. ખાંડબારા (મહારાષ્ટ્ર)માં સ્થિત સ્વ શ્રી ચામુલાલ રાઠવા મહારાષ્ટ્રના રહેવાસી પરંતુ ગુજરાતમાં બોલાતી દેહવાલી-ભીલીના તે પહેલા આદિવાસી કવિ. તેમનો કાવ્યસંગ્રહ 'માઝી સનદ કુઠે આહે?' ભાષા કેન્દ્ર દ્વારા ૨૦૦૪માં પ્રકાશિત થયો. તેમનાં કાવ્યસંગ્રહનું નામ મરાઠી ભાષામાં છે. તે વિશે આદિવાસી ભાષા નથી. પણ તેમનું શિક્ષણ મરાઠી-ભાષામાં થયું એટલે તેમની રાજયની ભાષા મરાઠી તેમણે શાળામાં શીખી. પરંતુ તે જયાં રહેતા હતા તે પ્રદેશ દેહવાલી-ભીલોનો એટલે તેમની માતૃભાષા દેહવાલી બની. તેથી તેમનું સાહિત્ય પણ બે ભાષામાં આવ્યું. મરાઠી અને દેહવાલી-ભીલીમાં.

શ્રી ચામુલાલ મૈંળ મધ્યપ્રદેશના રાઠવા પરંતુ રાઠવી-ભાષા તેમના પૈંર્વજોએ ૧૯૫૬ના દુષ્કાળમાં પેટને માટે છોડી દીધેલી. તેમના વડવાઓ મધ્યપ્રદેશમાંથી સ્થળાંતર થઈને મહારાષ્ટ્રમાં રેલ્વેકામમાં મજુરી અર્થે આવેલા. ત્યાર પછી અહીં જ સ્થાયી થઈ ગયા હતા. એટલે શ્રી ચામુલાલ પાસે તેમની રાઠવી-ભાષા રહી નહિ. તેથી તેઓ દેહવાલી-આદિવાસી ભાષકકવિ તરીકે ઓળખ ધરાવે છે. ખાંડબારાની એગ્રિકલ્ચર કૉલેજના તેઓ શિક્ષક પરંતુ તેમની પ્રતિભા બહુમુખી, આદિવાસી ભાષાના અભ્યાસક, દેહવાલી સાહિત્યનાં સંપાદક, ઈતિહાસકાર, સાહિત્યકાર, સમાજના કર્મશીલ હિતચિંતક, ૧૨, માર્ચ ૨૦૦૯ના રોજ નિધન થયું ત્યાં સુધી તેમણે સમાજના ભવિષ્યની

પરકીય શકિતનો હાથ હશે, કાં તો અરાષ્ટ્રીય વિઘાતકશકિત કાર્યરત છે. એવા તર્કો ઊભા થશે. એવું સ્પષ્ટતા કરી તેઓ આગળ કહે છે–

''મારા બોલવા પાછળનો ધણી હું જ છું

આ મારો આંતરિક અવાજ છે'' (પૃ. ૯)

સ્વતંત્રતા અને લોકશાહી અંગે પણ તેમના મનમાં કેટલાક પ્રશ્નો તેમણે 'સ્વતંત્રતા' નામની કવિતામાં વ્યકત કર્યા છે. તેઓ પુછે છે કે દેશ તો ગુલામીની બેડીઓમાંથી મુકત થયો સ્વતંત્ર થયો. પરંતુ આજે પણ આદિવાસી વિસ્તારોમાં રાત્રે અને દિવસે અંધારું જ અધારું છે. વરસોવરસનું આ અંધારું છે. આ સ્વતંત્ર ભારતમાં, પ્રજાસત્તાક ભારતમાં આદિવાસીઓ ધીમા અવાજે બબડે છે : શિપાડોં આલોં (પોલીસ આવી)/ સોકારો આલોં / (શાહુકાર આવ્યાં) દોરુંગો આલોં (પૃ.૨૬)

આ બધા શબ્દો એમના જીવનમાં ભય પેદા કરનારી સંજ્ઞાઓ બની ગયા છે. તેથી તેઓ કહે છે, સ્વતંત્રતા એટલે શું ? સંસદ એટલે છું ? અને લોકશાહી એટલે શું ? જો આ પ્રશ્નોના સમાધાન કરી શકતા હોય તો જ તમે કહો કે ભારત સ્વતંત્ર છે ! ભારત પ્રજાસત્તાક છે!! પરંતુ સ્વતંત્ર ભારતની પાછળ રહેલા કરુણ ભારતને જોવો હોય તો આદિવાસી પ્રદેશમાં આવો–

''આદિવાસીની સ્વતંત્રતા !!

કયાં છે તે ?

આર્થિક સ્વતંત્રતા / ભાષણ સ્વતંત્રતા

વિચાર સ્વતંત્રતા / સંઘટન સ્વતંત્રતા

છે ? હાં છે,

પણ કેવી ?'' (પૃ.૨૮)

તેના જવાબમાં તેમણે 'અંધારું જ અંધારું શબ્દ પ્રયોગ કર્યો છે. જે આ સમાજની સ્થિતિચિત્રને છતું કરે છે. આપણા દેશની લોકશાહીને તેમણે 'બકરીનું પ્રતીક આપ્યું છે.' પ્રશાસનીક વ્યવસ્થાના સડયંત્રને સમજનાર કવિ પોતાના આદિવાસી ભાઈઓની અવદશા જોઈને સેવાકર્મીઓ તેમનું કયા–કયા પ્રકારે શોષણ કરે છે તે અનૈંભુતિઓ તેમના મોઢે શબ્દરૂપ ધરીને બહાર આવી છે. તેઓ સમાજવતી કહે છે કે'તે અમારી સેવા કરે છે' પણ કવિને વાસ્તવમાં ઉલટું દેખાય છે. તેઓ કહે છે– ''અમે તેમની સેવા કરીએ છીએ.

(સરકારી પુરસ્કાર - અપાવવાને !)'' (પૃ.૯)

સરકારીતંત્રના દીધેલા જુદા–જુદા પ્રકારના કાગળો વિશે પણ કવિની વક્રોકિત જૈંઓ–

''માં બાપ સરકાર,

અમારા ગરીબો પર દયા આવી

એટલે તમે અમને

અમારા આંસૈં લૈંછવા

સરકારી કાગળ આપ્યું

પણ ....?'' (પૃ.૩૩)

કવિ કહે છે કે એ કાગળ આંસૈં લૈંછવાને બદલે અમારી મિલકતનો દલાલ નીકળ્યું અમારા સુખનું ગળુ કાપનાર નીકળ્યું. આ કાગળ અતિવિચિત્ર છે. જેનાથી ગરીબી તો ન જ દૈંર થઈ પણ વધારે ગરીબીમાં ધકેલવાનું એ સાધન બન્યું. સરકારી તંત્રના આદિવાસીઓ સાથેના વ્યવહારને પારદર્શી બનાવતી તેમની કવિતા 'આદિવાસી'માં તેઓ કહે છે. 'આદિવાસી' આ શબ્દ તેઓ એ રીતથી ઉચ્ચારે છે કે જાણે એ કોઈ મહારોગનો પર્યાયી શબ્દ હોય પણ આનાથી ઉલટું –

''સરકારી કાર્યાલયના લોકોને

આ શબ્દ કેવો મધવાળો લાગે છે !

થોડોક દબાવો કે

તેમાંથી મધ ટપકે છે.

એટલે જે તે તેને

મન ફાવે તેમ પીસે (દબાવે) છે.

અને તે શબ્દ બિચારો !

કેવા કેવા દમ તોડે છે.'' (પૃ.૨)

ખૈંબ બારીકીથી તેમણે જોયો છે. જાણ્યો છે. પોતાના સમાજનું સમગ્રસ્થિતિચિત્ર તેમના માનસ પર છવાયેલું રહેતું. તેઓ પોતે મનોગતમાં લખે છે, ''હું પોતે આ સમાજમાં જન્મેલો છું અને આજ દિન સુધી હું તેનો જ રહેલો છું. તેમના જીવનની વિવિધ સમસ્યાઓ, ભાવનાઓ, ઈચ્છાઓ અને અભાવ તેનો હું પોતે અનુભવ કરેલો છે. તેમના સુખ દુઃખમાં હું પોતે સહભાગી થયો છું. તેમની વિધિ સમસ્યા, સુખ દુઃખ તેમની જ આંખોથી નિરીક્ષણ કરીને મારી આ કવિતાઓમાં તેમનાં શબ્દો મૈંકી આપવાનો હું પ્રયત્ન કરેલો છે.''

'માઝી સનદ કુઠે આહે ?' કાવ્યસંગ્રહ માત્ર જમીનીકાગળના દસ્તાવેજની વાત નથી. તે આદિવાસીના અસ્તિત્વ-સંઘર્ષની સનદની શોધ છે. આદિવાસીની ભાષા-સાહિત્ય ઈતિહાસ-જીવન-જમીનના હક્કોની સનદની વાત છે. આ અસ્તિત્વની મૈંળ સનદ આપણી લોકશાહીમાં કયાંક ખોવાઈ ગઈ છે તેની શોધની કથા-વ્યથાનું વાસ્તવિક ચિત્રણ આ કવિતાઓમાં દેખા દે છે. આપણા દેશમાં અંગ્રેજોની સત્તાના સમયકાળમાં તેમના અન્યાય-અત્યાચારથી પ્રજાને મુકત કરવા દેશભરમાંથી લોકનાયકો ઊભા થયા. તેમના સતત પ્રયત્નથી દેશને ૧૯૪૭માં આઝાદી મળી. આ આઝાદીની લડતમાં લડનારા વીર પુરુષોનો ઈતિહાસ આપણી પાસે મોજુદ છે. પરંતુ આદિવાસીના વિસ્તારોમાંથી અંગ્રેજો સામે લડનારા વીરોની કથાઓ આપણા સમગ્ર ભારતના ઈતિહાસમાંથી બાદ કરી દેવામાં આવી. તેના શું કારણો હોય શકે ? આ બાદ કરી દેવાયેલા પોતાના સમાજના વીરોની ખોવાયેલી સનદ શોધી કાઢી ઈતિહાસ દસ્તાવેજ કરનાઓને-વ્યવસ્થાને આગળી ચીંધી કવિ કહે છે- 'માત્ર નંદુરબારના લોકો સુખી થાય એટલા માટે યુવાન શિરીષે બલિદાન આપેલું એવું નથી. કે માત્ર બિહાર સુખી થાય એટલે બિરસાએ બલિદાન આપેલું એવું નથી. હાલોલ-કાલોલને સ્વતંત્રતા મળે એટલે જેર્યો ફાસીએ ચઢેલો એવું નથી.' આ બધા જ બલિદાનો દેશની આઝાદી માટેના જ હતા. કવિ આખર પૈંછે છે.

પણ તેનાં સ્મારકો કયાં છે ?

તેમની સનદ કયાં છે ?'' (પૃ. ૨૦)

ભારતના ઈતિહાસમાં અંગ્રેજો સામે લડનારા પૈંર્વજોના દસ્તાવેજી હક્ક માટે હજુ આદિવાસીઓએ શું કરવું જોઈએ? કવિ કહે છે-

''મુજા રાણા, ઉમાજી નાઈક

કુંવર જીવા, ખાજયા નાઈક

કેટલાયે દાખલા છે હજુ ? '' (૩૯ પૃ.)

આદિવાસી ક્રાંતિવીરોના નામની યાદી આપીને તરત જ તેમનું મન વ્યથા ગ્રસ્ત થઈ બેસે છે, તે વિહ્‌વળ થઈ ઉઠે છે-

''પણ ...?

આજે અમારી શું દશા ?'' (પૃ. ૩૯)

અમારી પાંખો કાપી નાખી, અમારા હાથ-પગ અમારા રહ્યા નથી. આજે અમે કઠપૈંતળી જેવા, સૈંત્રધારની હાથ-ચાલાકીમાં નાચનારાં, ધણી નચાવે તેમ નાચનારાં બની ગયાં છે. પોતાના સમાજના ઈતિહાસની આ દશા જોઈને તેમના મનમાં ઉઠતા પ્રશ્નોને તેમણે 'એક પ્રશ્ન' માં આ રીતે મુકી આપ્યા છે-

''માફ કરો,

પણ વિચારું જ છું,

અમે આ દેશના નાગરિક

છે કે નથી ? / છે ને ?

તો અમારો દરજ્જો કયો ?

સારો કે ખરાબ ?

શ્રેષ્ઠ કે કનિષ્ઠ સમાન કે અસમાન ?'' (પૃ.૮)

મૈંળભૈંત બંધારણીય સવાલો કવિને ઘેરી વળે છે. સમાનતા અને બંધુતાના પાયા પર રચાયેલી આપણા દેશની બુનિયાદે આદિવાસીઓ સાથે કેવો વ્યવહાર માંડ્યો છે તેને ખૈંલ્લો પાડે છે. તેમના આવા પ્રશ્નથી દેશની અખંડિતાને સાચવનારાઓનાં મનમાં ઘણી પ્રતિક્રિયાઓ

આટલું ઓછું હોય તેમ શોષણને હજુ વધુ સરળ કરવાના અર્થે તે પ્રજાને નિયંત્રણમાં રાખવાના હેતુએ વિવિધ પ્રકારના કાયદાઓની દિવાસ દેખાડવામાં આવે છે આ સ્થિતિને આદિવાસી કેવી રીતે પહોંચી વળે ! ? તેની સમજની બહારના વિષયો બની જાય છે. આ વ્યવસ્થા. આથી જ શ્રી રાઠવાના મુખથી સમાજના - લોકોના શબ્દો નીકળી પડયા–

''હું કાયદાને બીતો નથી

પણ 'તેને' બીઉં છું

કારણ,

કાયદો તેને બીએ છે'' (પૃ.૩૫)

આદિવાસી ભોળો માણસ કાયદાથી તો નથી બીતો પરંતુ જેના હાથમાં આ બધા કાયદાઓ છે, પોતાની ઈચ્છાઓથી કાયદાઓ ક્ષણમાં બનાવે છે તેનાથી તેઓ ખૈંબ ડરે છે આવા લોકો કાયદાનું પાલન નથી કરતાં પરંતુ કાયદાને પોપટની જેમ પાળે છે કયારેક કયારેક કાયદાને કેદ કરી પાંજરામાં પૈંરી રાખે છે અને કહે છે, ''મિઠ્ઠૂ, મારો હિસ્સો લાવ !'' (પૃ.૩૬)

કાયદાઓનો ઉલ્લંઘન કરવો, કાયદાઓ ઘડવા- આ વ્યવસ્થાને સમજવા કવિમન પોતાના બાળપણમાં ચાલ્યું જાય છે. પોતાના પિતાને કિશોરવયે પૈંછેલા પ્રશ્નોમાંથી તેમના માનસપટ પર રહેલું ચિત્ર 'અંગ્રેજો ગયા અને આ લોકો આવ્યા.' કવિતામાં પિતા-પુત્રનો સંવાદ રચાયો છે. છોકરો પોતાના પિતાને બાલસહજ પૈંછે છે કે, 'હાઁ રે, બાપુજી, આપણો દેશ સ્વતંત્ર થયો એટલે શું થયો કહેવાય ? સારુ થયુ કે ખરાબ થયું કહેવાય ? પહેલા કેવું હતુ અને હવે કેવું રહેશે, શું ફરક પડશે ?' તો પિતાજી છોકરાને માત્ર એક જ વાકયમાં આપણા દેશના ભાવિની સ્પષ્ટતા કરે છે,

''કશુ નહિં બેટા,

અંગ્રેજ ગયા અને આ (લોકો) આવ્યા'' (પૃ. ૮૯)

એનો મતલબ એ થયો કે જે પ્રકારે અંગ્રેજોએ પ્રજા, પ્રકૃતિ અને સંસ્કૃતિ સાથે વ્યવહાર માંડેલો તેવો જ વ્યવહાર આપણા આઝાદ ભારતના વ્યવસ્થામાં રહેલ સરળ રીતે રજૈં કર્યો છે.

તો હવે શું ?- આ પ્રશ્નના જવાબમાં કવિ પોતાના સમાજને 'તિયા સિવાય તુમાઁ કામ બોણે જ નેંય' (તેના વગર તમારું કામ થાય જ નહીં) કવિતામાં ઈશઆરો કરે છે. કવિ કહે છે કે, ચારે તરફ દેશમાં લાંચ રુસ્વત, ભ્રષ્ટાચાર વગેરે દૈંષણો પવનની જેમ ફરી વળ્યા છે. તેવા સમયે અભણ-ગામડાનો આદિવાસી કોર્ટ-કચેરીઓમાં પોતાના કામ માટે શું કરે, કેવી રીતે પોતાના કામો પૈંરા કરે તે તેમનો હાલના સમયનો પડકારરૂપ પ્રશ્ન છે.

આ કવિતામાં કવિએ આદિવાસી વિસ્તારના ગરીબ લોકોના તાલુકા કક્ષાની કચેરીઓમાં કેવી હાલત બને છે તેનું જીવંતચિત્ર ઊભું કર્યુ છે તેઓ કહે છે કે, આજના સમયમાં આપણું ગમે તેવુ કામ કરાવવા માટે પણ કચેરીમાં બેઠેલ અધિકારીઓને ફુલ નહીં તો ફુલની પાંખડી રૂપે કશુંક આપવુ પડે છે. દુનિયાની આ રીત છે, 'પહેલા આપો અને પછી લો,' એટલે કવિ પોતાના ગરીબ ગુર્બાઓને કહે છે કે તમે પણ તમારા કામો માટે પહેલા આપો અને પછી લો, કશુંક પણ, કંઈ પણ આપો કારણ કે આજે એ રીત છે.

આ વિસ્તારોમાં મોટે ભાગે આદિવાસીઓ આ પ્રકારના કામો માટે પોતાના ખેતરના અનાજમાંથી કશુંક, મહૂડાનો પહેલી ધારનો દારૂ, મરઘો, જેવી ચીજ વસ્તુઓના રૂપે લાંચ આપી પોતાનુ કામ કરાવે, અધિકારીઓ ખુશી ખુશી સ્વીકારે આ વાતને કવિએ અહીં ખુલ્લી પાડી છે. પોતાના ભાઈઓને તેઓ પૈંછે છે–

''અરજી આપવાની છે કે ? તો પણ આપો

ફોર્મ ભરવાનું છે કે ? તો પણ આપો

સિક્કો મરાવવો છે ? આપો

સહી જોઈએ કે ? આપો

આપ્યા વગર છૈંટકો નથી

નહિંતર એમજ તમારુ કામ થશે જ નહિં' (પૃ.૧૦૧)

કવિતાને અંતે તેઓ પોતાના સમાજને કહે છે કે આપ્યા વગર તમે આખો દિવસ બેસી રહેશો કુતરાંની

પણ કામ થશે નહિં. આદિવાસી સમાજની આ કરુણ વાસ્તવિકતા કવિએ અહીં પકડીને બતાવી છે. આ પ્રકારના અન્યાયો વેઠી ને પણ પેલા માણસો મુકત મને હસીને કહે છે, 'ખાવો દો, હો...' કેટલું ખાશે ? પરંતુ આટલું બોલીને તેઓ શાંત થઈ જાય છે. તેમને કવિ કહે છે, અરે, આદિવાસી ભાઈઓ જાગો. બધા બોલશે તો હું બોલીશ એવું વિચારીને બેસી રહેવાળી આ રીત સારી નથી. કોઈક તો બોલો, શરુઆત કરો કોઈક તો. અહીં 'ઉઠા' (ઊભા થાઓ) અને 'આંખ ઉઘાડો' શબ્દો સમાજમાં નવી ચેતના ફુકવાના પ્રતીક સમા બની રહે છે. સરકારી વહીવટમાં આ 'ખાવાની રીત' આ વિસ્તારોમાં બહુ જ  ફુલી ફાલી છે; વિકસી છે આ ખાનારાઓ (લાંચ લેનારા)ને જોઈને કવિને તરત જ પોતાની મા યાદ આવે છે. પોતાના ઘરમાં માંની નજર ઘરના બધા જ સભ્યો પર કેવી રહેતી તે તેમને યાદ આવે છે. તેઓ કહે છેઃ

''એક દિવસ, અડધો રોટલો

સંતાઈને ખાધો તો, મા કહે

તારા મોઢામાં ચાદૈં પડે,

ઘરમાં બીજા માણસો નથી કે ?

એક દિવસ એક વાટકી દાળ

વધારે જ ખાધી – મા કહે

તારુ પેટ ફુલી જાય

ઘરમાં આપણા

નાના છોકરા નથી કે ?''

મારી મા ની આટલી (તેજ) નજર (પૃ.૯૦-૯૧)

પરંતુ કવિને આ લાંચીયાઓની મા વિષયક કલ્પના થાય છે. તેઓની માં તેમને કશું જ રોકટોક કરતી નહીં હોય ? તેમની મા તેમને કશું જ કહેતી નહીં હોય ? આવા પ્રશ્નો તેમને ઘેરી વળે છે. તેઓ આટલું બધુ ખાય છે તો છતાં તેમના મોઢાંમાં નહીં ચાદૈં પડે કે ન તેમના પેટ ફુલી જાય. આ પ્રકારના અન્યાય, અત્યાચારથી શોષિત-પીડિતોમાં એક પ્રકારની તીવ્રઘૃણા તે વ્યવસ્થા સામે માથુ ઉંચકે છે. વર્ષોથી સહન કરતો રહેલો દુઃખોના દાવાનળ પકડી લે છે. અને હાથમાં હથિયારો ઉપાડી લે છે. પણ કવિ એવા લોકો ને તે રસ્તા પર ચાલીને નવી શોષણમુકત સમાજવ્યવસ્થા સ્થાપી શકાતી નથી તે વિશે 'એ શેનું લક્ષણ છે ?' કવિતામાં સમજાવે છે કે-

'બદૈંકની્ગોળીઓથી

જખ્મી થાય છે પ્રશ્ન જ – માણસ સાથે

જખ્મી થયેલો પ્રશ્ન

જન્માવે છે – નવા નવા પ્રશ્નો

બદૈંકની ગોળીઓથી રેડાયેલું લોહી.' (પૃ.૨૮)

આદિવાસી સમાજ સામે ઉભો રહેલો આ નવો પ્રશ્ન તે સમાજના અસ્તિવને માટે ખતરારૂપ બની શકે તેમ કવિને લાગે છે. તેથી તેઓ આ સમસ્યાના મૈંળમાં જોવાનો પ્રયત્ન કરે છે. અને તેમને આ સમસ્યાનું મૈંળ પકડાઈ જતાં તેઓ ચિત્કારી ઊઠે છે. 'આમી આમ્નેહેં વતી નાઁય જોજે' (હવે અમને વતી નહિ જોઈએ) હવે અમારા પ્રશ્નોની રજૈંઆત અમે પોતે જ કરીશુ. અમારા પ્રશ્નોનું સમાધાન અમે જાતે જ લાવીશું. કવિ કહે છે કે, અત્યાર સુધી અમને બધાને વતી વગર ચાલ્યું નહિ. પરંતુ આજથી વતી નહિ જોઈએ. અમે પોતે જ બોલીશું.

કારણ કે :

''વતી અમારો ચોપડો વાંચે

દિવો લગાવીને

ને અમે અંધારામાં'' (પૃ.૯૩)

કવિ કહે છે કે જયારે વતી અમારી વાત ઉપર કરે છે ત્યારે અમારે બધાએ અમારા મોં બંધ રાખવા પડે છે. એ બોલે તેટલું જ અને તે જ સાચું એવું માની લેવાય છે. એટલે તેઓ 'નાઁય' (નહિ) શબ્દ પર ખૈંબ જ ભાર મૈંકે છે.

બીજી તરત 'વિકાસ' શબ્દની પાછળ પોતાની જીવનશૈલી અને પરંપરાગત જ્ઞાન, કલા સાહિત્ય જેવા જીવનને સ્પર્શતા, આનંદ ઉલ્લાસમય બનાવતા વિષયો ખોવાતા જતા જોઈ શકાય છે. આદિવાસીઓના જીવનસંઘર્ષની આ બીજી બાજુ કહી શકાય. તેઓએ કઈ

સમુદાય-વ્યવસ્થા સાથે વર્તવું છે?

તેઓના ભવિષ્ય અંગે તેમની શું કલ્પનાઓ છે ? તે જાણ્યા વગર ઉપરથી આયોજન કરીને તેમના ઉપર થોપી દેવામાં આવતા કાર્યક્રમોથી કવિ ખૈંબ જ ચિંતા અને ચિંતનમાં છે. અનેક પ્રકારના આયોજનો કરીને આ સમાજનો વિકાસ કરવા પાછળ દેશની સમગ્ર તાકાત લગાડવાના પ્રયત્નો થઈ રહ્યાં છે. પણ તે પ્રકારના બધા જ આયોજનો નિષ્ફળ રહે છે. આ પ્રકારના કહેવાતા વિકાસને સ્વ. શ્રી ચામુલાલ રાઠવાની કવિતા તીરછૈં જૈંએ છે. શ્રી રાઠવા જે પ્રદેશમાં રહે છે. જયાં તેમનો સમાજ વસે છે તે સાતપુડાના પહાડો અને મોટી નદીઓના ફળદ્રુપ જમીનો ધરાવતો પ્રદેશ છે. રાષ્ટ્રના વિકાસ અર્થે જે પ્રકારની યોજનાઓ આ ક્ષેત્રમાં શરૂ કરવામાં આવી તેને કવિ 'આગ લાગી સાતપુડાને!' કવિતામાં ખુબ જ બારીકીથી વણી લે છે. તેઓ કહેવાતા વિકાસને આગ સાથે સરખાવે છે.

કહે છે :

''સાતપુડાને આગ લાગી

આગ લાગી-નર્મદાના પાણીને

સાતપુડાને આગ લાગી-આગ લાગી

આ બંધોના (ડેમ) પાણીને !

ઈંદિરા સાગર

નર્મદા સાગર

સરદાર સરોવર

સાતપુડાને આગ લાગી ! '' (પૃ.૪૩)

તેઓ કહે છે પહેલેથી અડધી આગ તાપી નદીના પાણીને લાગી હતી બાકી રહેલી આગ નર્મદાના પાણીને લાગી છે. પોતાનો સમાજ આ પાણીને બચાવવા વન-જમીનને બચાવવા પોતાનાથી થતા બધા જ પ્રકારના સંઘર્ષો વ્હોરી લેવા તૈયાર છે.પાણી-વન-જમીનને બચાવવાની લડાઇ માત્ર તે સમાજના સ્વાર્થ-લોભ માટેની નથી. આ લડાઇ માનવ ઇતિહાસ-જીવજગત માટેની વૈશ્વિક લડાઇ છે. તેથી કવિ અંતે કહે છે :

ત્યાં સુધી લડો

આપણા હક્ક માટે-આપણા વતન માટે !

ગળે સુધી પાણી ભરાય જાય

ત્યાં સુધી બરાડી બરાડીને કહો

વતન માટે લડવાનો

અમને પણ હક્ક છે ! અમને પણ હક્ક છે !! ''(પૃ.૪૪)

અર્થાત સત્યની લડત જયાં સુધી સૈંર્ય ચંદ્ર રહેશે ત્યાં સુધી ચાલશે. સત્યની લડત એક-બે પેઢી સુધી ચાલવાથી પુરી થાય તેમ નથી. તેથી કવિએ 'સૈંર્યચંદ્ર'ને સમયના પ્રતિકાત્મક રૂપમાં મૈંકી આપ્યા છે.

'ધરણ (બંધ) અને મરણ' કવિતામાં કવિ કહે છે. બને ધરણ (બંધ), આવે મરણ / આવી ખાણ, ગયા પ્રાણ

પ્રકલ્પ ?

અન્યોના થતા કાયાકલ્પ

શ્વેત અને હરિતક્રાંતિના સંકલ્પ

અમારા માત્ર મરણ સંકલ્પ'' (પૃ.૨૧)

આદિવાસીની આ જવ્લંત સમસ્યા રજૈં કરતી કવિતા માત્ર કવિતા રહેતી નથી પણ તેમને છિન્નભિન્ન કરી નાખી અંતે જીવતેજીવત નરકમાં ધકેલતી આ વિકાસ પ્રક્રિયામાં તેમની સાથે થતા વાયદાઓ માત્ર વાયદા જ રહી જતા તે વાયદાઓ પૈંરા ન કરાવાથી તેમના જીવનમાં પડતી અગવડ અને અવ્યવસ્થાથી ત્રાહીત થઈ જીવન જીવતા લોકોને ઉપરથી વિકાસ વિરોધી, દેશહિતવિરોધી તરીકે ઓળખવામાં પણ બાકી ન રખાતા અપમાનીત કરાતા લોકોની વેદનાઓ જોતા કવિને પ્રશ્ન થાય છે કે, એક જ દેશના નાગરિકો બધા, બધાની પરંપરા પણ એક જ, તેમ છતાં એકનો વિકાસ અને બીજાનો વિનાશ, શું આ જ છે દેશહિતનો નિષ્કર્ષ ? સમતા અને બંધુતાના પાયા પર રચાયેલી આપણા દેશની બુનિયાદની દ્વંદ્વાત્મક સ્થિતિ જોઈને કવિથી હુંકારો ભરતા કહેવાય જાય છે :

''વાહ રે બંધુતા અને સમતા

આ પ્રકારના અન્યાયો વડે વિસ્થાપિત થયેલા પોતાના લોકોની કેવી દશા થાય છે તે વિશે શ્રી રાઠવા 'જન્મભૈંમિનો પરિવેશ છોડીને' કવિતામાં પોતાના જીવનની કરૂણ કથની માંડે છે. પોતાની જન્મભૈંમિ છોડીને બહાર ફેંકાયેલા પોતાના લોકો નથી સારું જીવી શકતા કે નથી સારી રીતે મરી શકતા. મરણની રાહ જૈંએ પણ મરણ આવતું નથી અને જો આવે તો તે માણસ જેવું મરણ નહીં.

આવી પરિસ્થિતિમાં તે લોકો વિશે શ્રી રાઠવા કહે છે :

''ઔષધ નથી, પાણી નથી,

બાળકોનું ભણતર નથી,

કબિલાનું ભવિષ્ય નથી,

બધા જ એકદમ દિશાહીન, એકદમ

પણ આવી જ સ્થિતિમાં,

જીવતા છે તેઓ

જીવવાની તીવ્ર ઈચ્છાથી, તીવ્ર ઈર્ષાથી

અભાવોના મહાસાગરમાં

ડૈંબતા ડૈંબતા, પોતાને સાબિત રાખવા

તેઓ જીવે છે '' (પૃ- ૬૯)

કહેવાતા વિકાસના વિસ્થાપનથી આદિવાસી અભાવોના મહાસગારમાં ધકેલાય જાય છે અનેક પ્રકારના પ્રશ્ન સમસ્યાના વમળોમાં ગૈંચવાયેલા આદિવાસીઓ સાથે અંધારું છવાઈ જાય છે. તેવા સમયે તેમને શું કરવું શું ન કરવું તેનો સામાન્ય વિવેક પણ ન રહે તેવી ગર્તામાં તેઓ મૈંકાય જતા હોવાથી જે પ્રકારની પરિસ્થિતિ સામે આવે છે તેમાં યેનકેન પ્રકારે જીવી લેવાની મનઃ સ્થિતિ બને છે. આવી વિટંબણાઓમાં જીવતા આ લોકોને કહેવાતી મુખ્યધારાના સભ્ય લોકો તેને મ્હેણાં મારતા રહે છે કે આ આદિવાસી કયારેય સુધરવાના જ નથી એવું વારંવાર તેને કહેવાતુ રહે છે. પરંતુ કવિ કહે છે કે જો તેઓને સુધારવાનો પ્રયત્ન કરવામાં આવશે તો તમારું (કહેવાતો સભ્યસમાજ) શું થશે ? તમે તમારા પોતાના હાથ કાપશો નહિ. તે

'' જો તે સુધરી જશે તો

ઓછો થઈ જશે તમારા પેટનો ઘેરાવો

ઓછો થશે તમારા ખિસ્સાનો ભાર'' (પૃ. ૩૭)

એટલે તમે તમારા પેટ અને ખિસ્સાનો વિચાર કરીને જ આ લોકોને સુધારો નહિંતર તેના સુધરવાથી તે અન્યાય-અત્યાચાર સામે સિંહની માફક ત્રાડ પાડશે હજાર મોંઢાઓથી અને હજારો હાથ ઊંચા કરીને કહેશે : 'પ્રતિકાર, પ્રતિકાર !!'(પૃ. ૩૭) આ પ્રકારની અન્યાય-અત્યાચાર-શોષણની સ્થિતિને તે જો સુધારવાનો પ્રયત્ન કરશે તો આખી દુનિયા ગાજી ઉઠશે (કહેશે) : 'ચમત્કાર, ચમત્કાર!!'(પૃ. ૩૮)

આ કહેવાતા વિકાસ ઉપર પ્રશ્નાર્થ ઊભો કરીને ફેરવિચાર કરવાની દિશા ઊઘાડી આપતી આ કવિતાઓ કવિની પોતાના સમાજની રગેરગની વાત ખુલ્લા મને મૈંકતા જવાની તેમની સબળ બાની દાદ માંગી લે તેવી છે. શ્રી રાઠવાએ કહેવાતી મુખ્યધારા ઉપર પણ પ્રશ્ન ઊભો કર્યો છે. તેઓ કહે છે કે આદિવાસીઓનો વિકાસ કરીને તેમને રાષ્ટ્રની મુખ્યધારામાં લાવવાની વાત છે. અને તે કામ આજે ખૈંબ જ જોરમાં ચાલી રહ્યું છે. તે સમયે કવિ સૌને પૈંછે છેઃ

'રાષ્ટ્રના મૈંખ્ય પ્રવાહમાં આવવું

એનો શું છે અર્થ ?

આ પૈંર્વે ન હતા અમે

રાષ્ટ્રના પ્રવાહમાં ?' (પૃ. ૪૦)

આ પ્રશ્નનો ખૈંલાસો કરતાં કવિ કહે છેઃ પહેલા આપણા બધાની એક જ કૈંપણ (પરંપરા) હતી સારી અને મજબૈંત હાથોમાં હાથ નાખી ગૈંથાયેલી આપણી એ જૈંની કૈંપણ જોઈને કોઈની હિંમત ચાલતી ન હતી આપણા તરફ જોવાની પણ હવે તે મોટા કૈંપણ તોડીને પોત પોતાના કૈંપણો બનાવ્યા. આ કૈંપણ રામનું કોઈ શ્યામનું પેલુ સોમાનું પેલુ ગોમ્યાનું આ દરેકની રીત અલગ, વાટ (રસ્તો) અલગ દરેક દરેક બીજાથી હરિફ, દરેકને પોતાને ન્યારા માને કવિ આ હરિફાઈમાં પડેલ દરેક કૈંપણો (પરંપરા)ની સામે પોતાનો વિચાર મૈંકતા કહે છે :

''પહેલા કહેવાતું ''હમ સબ એક હૈ ! ''

અત્યારે કહે છે ''હમ સબ એક એક હૈ !''

દરેક કહે છે મારી કૅંપણ સાચી ?''(પૃ. ૫૦)

આજે આપણે અનેક ધર્મ, અનેક જાતિ, સમૈંહોમાં વહેંચાઈ ગયા છીએ. દરેક પોતાને બીજાનાથી સાચો ઠેરવવાનો પ્રયત્ન કરે છે. તે સમયે તારી-મારી, પકડા પકડી, મારામારી અને આજે સૌ વચ્ચે સંઘર્ષ ઊભો થયો છે. આ પ્રકારના સંઘર્ષોથી થાકેલા, આ મૈંળ વાતને સમજનારા કેટલાક લોકો મનોમન એકબીજાના મોઢે ગૈંસપૈંસ કરે છે-

''આપણી તે જૈંની કૅંપણ જ

સારી હતી હાઁ ! ''(પૃ. ૫૦ )

પણ જૈંના વખતમાં એટલે કે મુખ્યધારાનો ખ્યાલ આવ્યો તે પહેલા, એક જ પરંપરાના અનેક ફાટા-વાડાઓ બન્યા તે પહેલા આદિવાસી 'અર્થ'નો માલિક હતો પણ તેમના તે 'અર્થ ' પર આપણી પથારી નાખીને તેને તેની પોતાની ભૈંમિ પર જ ગુલામ કરી, અહીં તહી, જયાં ત્યાં સ્થળાંતર, વિસ્થાપનમાં કહેવાતા વિકાસે તેનું જીવન અર્થહિન કરી મૈંક્યુ છે તે વિશે કવિ કહે છે :

''આદિવાસીનું જીવન અર્થહીન

કારણ તેમની પાસે 'અર્થ' જ નથી

મહાસત્તાને સલામ ન કરનારા

આ આદિવાસીને

ગુલામ કાર્ય છે અર્થવાળાઓએ'' (પૃ. ૭૨ )

આજે જે રીતથી આદિવાસી વિસ્તારોનું કંપનીકરણ કરવામાં આવી રહ્યું છે. રાષ્ટ્રના મુખ્ય પ્રવાહમાં તેમને લાવવા માટે દિવસ રાત મથી રહેલા, તેમને સુધારનારા તેમનો નવો આકાર આપનારા, આદિવાસીઓ બગડેલા છે તેમને સુધારવા પડશે એવું માનનારા, અસભ્ય લોકોને સભ્ય બનાવનારા કુંભારોને કવિ ઓળખે છે. તેથી તેમની સામે પોતાના સમાજની તીરછી ઓળખ આપતા તેઓ તેમને ખૈંલ્લા પાડે છે કહે છે કોણ છે આદિવાસી ? :

અને અમે

માકડવાળા.

અમારા પેટ માટે

અમે તેમને

કરાવડાવીએ છીએ માકડચાળા. '' (પૃ. ૫૫)

આવું જ બીજુ દષ્ટાંત કવિ આ રીતે આપે છે :

''કૈંતરા છે આદિવાસી

અને અમે

શાસ્ત્રજ્ઞ, તંત્રજ્ઞ

તેમને નવી નવી

ચીજો દેખાડનારા'' (પૃ. ૫૬ )

પણ પછી તરત જ કવિ પૈંછે છે શા માટે ? તેના જવાબમાં તેઓ કહે છે તેમના મોઢામાં લાળ છૈંટે તે માટે ફક્ત લાળ જ. આ પ્રકારના તેમની સાથે થતા વ્યવહારોથી તેમનું ચિત્ત વિહવળ થઈ ઊઠે છે તેમને તરત જ દુઃખોના મહાસાગરમાં ડૈંબતો પોતાનો સમાજ નજર સામે આવી જાય છે. અત્યંત ગરીબીમાં સબળતા સમાજના લોકોનું રોજબરોજનું જીવન તેમના હોઠે આવી જાય છે.તેમનો રોજનો ખોરાક 'થિંકો ન માંડો'(ચટણી અને રોટલો) કવિતાનું રૂપ લઈને કાગળ પર આવી જાય છે. તેઓ આ પ્રકારના તેમના ખોરાક્ને સારો, સુલભ અને અનાદિકાળથી બધાનો પરિચિત ગણાવે છે. આ ચટણી અને રોટલો જ ગરીબોનો સુલભ સાદો અને સમતોલ આહાર છે. એમની પેટની બડતી અગ્નિને શાત કરીને બરફ જેવી ઠંડક આપે છે. આ પ્રકારની વક્રોક્તિથી તેઓ પોતાના સમાજની ગરીબાઇ વિશે વાત કરે છે. 'તેવી જ દળેલી' કવિતામાં ગરીબીને કારણે અનાજની સાફસફાઇ કર્યા વગર જ ખાવાની પડતી ફરજનું કવિએ સંવાદાત્મક શૈલીમાં આંખભીનું ચિત્ર મૈંકી આપ્યું છે.સરકારી તંત્રની અવ્યવસ્થાને કારણે ગરીબોને અપાતું અનાજ પણ આદિવાસી ક્ષેત્રોમાં લોકોને પ્રાપ્ત થતું નથી. તેથી લોકો ખાવાનું ધાન્ય વેપારીઓના મોઘા ભાવની ખાનગી દુકાનોમાંથી ખરીદતા હોય છે.કવિની

એક સ્ત્રી સરકારી અનાજના દુકાનેથી ખાલી જ ઘરે પાછી વળે છે. પરંતુ બે દિવસથી પોતાનો દિકરો ભૈંખ્યો છે. તે અન્ય સ્ત્રી સાથે વાત કરતાં કહે છે કે અમને તો ચાલે, ભૈંખ અમે વેઠી લઇએ પણ પોતાનું છોકરું બે દિવસની ભૈંખ કેવી રીતે વેઠી શકે ! ? તેથી તે બજારમાં જઇને બે કિલ્લો જુવારી લઇ આવે છે. પણ ઘરમાં ખનારાઓની સંખ્યા વધુ છે. સંયુક્તકુટંબ છે. એટલે બે કિલ્લો જૈંવરીથી બધાના જ પેટ ભરી શકાય તેમ ન હોવાથી તે જૈંવારીને સાફ નથી કરતી. જો જૈંવરીને સાફસૈંફ કરે તો તે અડધા ભાગે થઇ જાય તેવી હાલતમાં હોય છે. તેથી તે સ્ત્રી જેવી જૈંવરી લાવે છે તેવી જ દળવા બેસી જાય છે. આ જ પ્રકારની સ્થિતિનું ચિત્ર આપતી બહુ જ વ્યંગ્યાત્મકતાથી વાચક સામે આવતી કવિતા'માણવાલ'(વાલનું કઠોળ)તે આખા ભીલપ્રદેશની ભૈંમીને આપણી સમક્ષ ઊભી કરી આપે છે. આ ભીલપ્રદેશની દુર્દશા વિષયક તેમની કવિતા 'ભિલાટી' (ભીલપટ્ટી)' માં કવિ આ સમગ્ર આદિવાસી વસ્તી ધરાવતી ગુજરાત,મહારાષ્ટ્ર,મધ્યપ્રદેશ અને રાજસ્થાનની ભીલ વસ્તી વિશે કહે છે :

''ગરીબોના દુઃખોની
અને આર્તસ્વરોની
ભીલપટ્ટીમાંની ઝૈંપડપટ્ટી !
તેમની વેદના, તેમના દુઃખ
તેમની સમસ્યા અને વિવંચના માપવા
છે કોઇ તમારી પાસે
એકાદ માપપટ્ટી ? ''(પૃ.૫૭)

હાલમાં ગરીબી માપન માટેના ધારા ધોરણ પ્રમાણે કેટલાક લોકોને બીપીએલ અને કેટલાકને એપીએલ તરીકે જાહેર કરવાનો સરકારનો પ્રયાસ શરૂ છે. પરંતુ કવિ પોતાના ભિલક્ષેત્રની ગરીબી માપનની કોઈ માપપટ્ટી આપણા દેશ પાસે છે કે નથી. એવો પ્રશ્ન કરીને પોતાના વિસ્તારની આ ઝૈંપડપટ્ટીની અને તેની અંદરના લોકોની કરૂણતાનો નમૈંનો 'પોંગલી' (ઝૈંપડી) કવિતામાં સંવાદાત્મક રીતે આપે છે. આ કવિતામાં ભીલપ્રદેશની કહે છે, અમારી આ ઝૈંપડી નમી પડી છે. તૈંટી પડવાની આરે છે. તે તૈંટી પડશે પછી શું ? આ પ્રશ્નના જવાબમાં તેઓ કહે છે :

''બધુ વેગળું (ખુલ્લુ) સપાટ !
એટલે પછી શું ? કશુ નંઈ
પોટલા માથે મૈંકી
હાંડલી ગોદડી કાખમાં દબાવી
ફરવું જીવન માટે ગામે ગામે !'' (પૃ.૭૭)

'પોંગલી'(ઝૈંપડી) કવિતા આદિવાસી સમાજના ભવિષ્યનું પ્રતીક છે. આજે આદિવાસી સમાજ પણ આ ઝૈંપડીની જેમ તૈંટી પડવાની હાલતમાં છે અહીં જે ભવિષ્યના વિશે કવિએ કલ્પના કરી છે તેની તે પ્રદેશમાં શરૂઆત થઈ ચૈંકી છે આવી સમસ્યાઓના મહાસાગરમાં ઘેરાયેલા પોતાના સમાજને જોઈને તેમને તેમના સમાજમાં ભણીને આગળ વધેલો એક વર્ગ આંખ સામે આવે છે અને કવિથી નથી જ રહેવાતું, તેઓ તે ભણેલા વર્ગને પોતાના ગામડામાં રહેલા પોતાના જ સમાજના ભાઈ બહેનોની ખબર અંતર લેવાની ફરજ વિશે વાત માંડે છે. તેઓ ભણેલવર્ગને સમજાવતાં કહે છે કે, તેઓ બીજા નથી આપણ જ 'નેટપેટ' (લોહીના સંબંધી) છે. તેઓની ખબર તમે કાઢતા નથી. તેમને પણ સુખ, દુઃખ, જનમ અને મરણ આવે છે. પહેલા આપણે બધા એક જ હતા. સાથે જ રહેતા સાથે જ ખાતા, બેસતા. આજે આપણે શા માટે તેમનાથી અલગ રહેવા માગીએ છીએ તેનું મૈંળ કારણ આપણે શા માટે શોધી નથી લેતા ? દુઃખ સાથે પોતાના દુઃખી સમાજને તેઓ ગરીબ શા માટે છે? તે વિશે માર્ગદર્શન આપે છે. પરંતુ સમાજ પહેલા જેવો રહ્યો નથી તેઓ કહે છે. 'આપણા લોકો જયાં ત્યાં કૈંદી પડયા'(પૃ.૮૭) અનેક ધર્મ, પંથ, જાતિવાદી વ્યવસ્થાના સકંજામાં ફાવે તેમ ફસાય ગયેલા પોતાના બંધુઓને ફરીથી પોતાની જીવન પધ્ધતિ, રીતિ ચાલી, જ્ઞાન પરંપરા, સહકાર, સહઅસ્તિત્વ, સમાનતાના પાયા પર રચાયેલી પોતાની સમાજવ્યવસ્થા કે જે તેમણે સમજ્યા વિચાર્યા વગર છોડી દીધી છે તે તરફ ફરીથી

વિશેની સમજ આપે છે. તેમની સાથે ઊઠી બેસીને વાતો કરે છે. તેમને સમજાવે છે તેમ છતાં પણ કશું જ ન સમજતા તેમના સમાજને તેઓ આખરે વિહવ્‌ળ થઈ આક્રોશથી કહી ઊઠે છે.

''તમારા નામ સાફ કરી નાખવા
ખૈંબ લોકો
ઊભા રહ્યા છે તમને વીંટળાઈને,
અને તમે ઉંઘો છો ?
ઉંઘો,
હજુ ઉંઘો, સારી રીતે ઉંઘો
ફરી ફરીને ઉંઘો' (પૃ. ૮૨)

કવિતાને અંતે તેઓ પોતાના ભાઈઓની ચેતનાને ઢંઢોળવા કવિ કહે છે. એ લોકો આવીને તમારા પહેરેલા કછોટા-લૈંગડા પણ કાઢી લશે ! જો તમે જાગશો નહીં તો. એટલે તમે એ યાદ કરીને પણ જાગો. નહિંતર ઉંઘમાં જ છેતરાઈ જાશો. એવું કવિ સ્પષ્ટ શબ્દોમાં પોતાના સમાજને કહે છે. તેઓ પોતાના આ ગરીબ ગૈંબાંઓ અનેક પ્રકારની બીમારીઓ અને ભૈંખમરામાંથી આગળ વધતી પોતાની નવી પેઢીને કહે છે :

''હાથપગ હલાવીને બંધુનો
મોઢા પરની માંખો તોયે ઉડાડો'' (પૃ.૯૭)

તમે તમારી પછીની પેઢી. માટે પણ વિચારીને આજે લડો. આ થિગડથાગડ સમાજને જોજો. આ શોષણયુકત સમાજવ્યવસ્થાને તોડીને નવી વ્યવસ્થા સ્થાપો. તે માટે તમારે શું કરવું અને શું ન કરવું તે વિશે કવિ સ્પષ્ટતા કરતા કહે છે :

''બંધૈંનો, જાણી લો
ખાડો ટેકરો ને સાંકડી વાંકડી
આ લાચારબારીની ઉંડી નદી
ચાલે છે છલકાતી
ન્હાસો નહીં તમે તેમાં
શું જોઈએ છે તે ખેંચી લો.
કૈંતરાંની માફક બેસીન રહો'' (પૃ. ૮૧)

અને આખરે કવિ કહે છે, 'આમી તૈંમૈંહું સૈંર, કેરા ક્રાંતિ' (હવે તમે શરૂ કરો ક્રાંતિ) (પૃ.૯૬) અન્યાય, અત્યાચાર, શોષણ અને રંગ લિંગજાતિ ભેદવાળી અસમાનતાના પાયા પર રચાયેલી આપણી આ પ્રસ્થાપિત વ્યવસ્થાને ઉખેડીને ફેંકી દેવા માટેની તાકાત હવે આ દુનિયાના અન્ય લોકો પાસે રહી નથી. આ પ્રકારની સત્યની લડત, પ્રકૃતિ અને જીવજગત માનવમુકિતની લડાઈ હવે આદિવાસી લડી શકશે. આદિવાસી જ નવા સમાજનો પાયો રચશે અને દેશ દુનિયાને નવું ભવિષ્ય-દૃષ્ટિકોણ આપશે એવી પૈંર્ણ પણે ખાતરી થઈ જતાં કવિના અંતિમ શબ્દો છે :

''કાઢી નાખો મનમાંથી ભ્રાંતિ
હવે તમે શરૂ કરો ક્રાંતિ'' (પૃ.૯૬)

આ પ્રકારની માનવ-પ્રકૃતિ- જીવજગત મુકિતના ભવિષ્યનો પાયો પોતાના સમાજના પાયામાં દેખાતા કવિ કહે છે; મારી કવિતા મને સ્વસ્થ રીતે બેસી રહેવા દેતી નથી. હું સૈંઈ જાઉં તો તે કહે છે ઉઠ, હું ઉઠું છું તો તે કહે છે બેસ. બેસું છું તો કહે છે ચાલ, ચાલું એટલે કહે છે દોડ. કારણ કે તે મારા તૈંટેલા - ફુટેલા, વિખેરાયેલા દુઃખોના મહાસાગરમાં ડૈંબકી ખાતા, અસંખ્ય વેદનાઓની વચ્ચે ઘેરાયેલા દિશાહીન સમાજની ઓળખ છે. આ મારી કવિતા મશાલ છે. તે ડુંગરો, ખીણો, ગામો અને શહેરો-મહાનગરોમાં અજવાળુ આપશે. તેથી જ ડૉ. ગણેશ દેવી નોંધે છે કે 'ચામુલાલ રાઠવાની નિર્મિતી બદલ એવું કહેવું સાર્થક ઠરે છે કે તે દેહવાલી-આદિવાસી ભાષક કવિ તો છે જ પણ તેની અપેક્ષાએ તે દેહવાલી - આદિવાસી પ્રકૃતીનો, એક ખાસ આદિવાસી વિચાર - પ્રક્રિયાના વાહક છે. તેના લખાણ દ્વારા આપણા એક નવીન વિચાર-વર્ણના દ્વાર ઉઘડેલા દેખાય છે. તે આધુનિક સમાજના નવા પરિવર્તનના આંદોલન માટે દિશા નિર્દેશક ચિન્હ છે.'

## લખારા

બકુલાબહેન આર.ચૌધરી

વ્યારા

માનનીય,

સંપાદકશ્રી,

'લખારા'નો સપ્ટેમ્બર ૨૦૦૯નો બીજા વર્ષનો બીજો અંક આનદમિશ્રિત દુઃખની દ્વંદ્વાત્મક પ્રતીતિ કરાવનારો બની રહ્યો. આનંદ એ આશયે કે, આ સામયિકમાં આદિવાસીઓએ અક્ષરો માંડયા છે, પણ તે પોતાની ભાષા-બોલીમાં પાછુ, ગદ્ય-પદ્ય બંનેમાં કહેવાય છે કે, માનવીની વિવિધ લાગણીઓ, ભાવનાઓ અનાયાસે પોતાની ભાષામાં સારી રીતે અભિવ્યક્ત થઈ શકે છે. 'લખારા' ની કૃતિઓ જોતા સિદ્ધ થતું અનુભવાય છે. ગુજરાતી, મરાઠી જેવી પ્રાદેશિક ભાષાઓ અને રાષ્ટ્રીય ભાષા હિન્દીની સાથે આદિવાસી બોલીભાષાને મળેલા સ્થાન અને મહત્વને કારણે સુખદ સંવેદન અનુભવ્યું. ડુંગરીભીલી, રાઠવી, પાવરી, ચૌધરી, કુંકણા, ઢોડિયા, ભીલોરી આદિ ભાષા બોલીઓમાં અક્ષરાંકિત થયેલ આદિવાસીઓનાં સુખદુઃખો, સમસ્યાઓ, સપનાઓ, સંસ્કારો આદિ પોતિકી વ્યથાની પહેચાન બની સમભાવની લાગણી જન્માવે છે વિશેષ કરીને. સાદી, સરળ વાણીરૂપે કવિતામાં રજૈં થયેલા ભાવતણખાઓ 'કવિતા' ને સાર્થક કરનારા છે. આદિવાસી સમાજના અતીત અને અનાગત વચ્ચે વર્તમાનના દોરાયેલા સૈંચક ચિત્ર સાથે ખરેખર આદિવાસીઓ કોણ કહેવાય એવો એક રજૈં થયેલો મંથનકારી અને મહત્વનો બને છે. વૈશ્વિકીકરણના વજનદાર પ્રભાવ હેઠળના ૨૧મી સદીના પ્રથમ દસકાને અંતે થયેલો આદિવાસી સમાજની, સંસ્કૃતિની સુગંધને સાચવી રાખવાનો પ્રયાસ સરાહનીય છે. મુખપૃષ્ઠ અને અંતિમ ચિત્ર 'લખારા' શીર્ષકને અંતર્ગત લાક્ષણિક, સુચારુ બની રહે છે. સમગ્રતયા, અનિયતકાલીન વિશિષ્ટ સામયિક 'લખારા' દ્વારા આદિવાસીઓએ આરંભેલી અક્ષરની આરાધના સંતર્પક અને સુખરિણામી બની રહે એવી અભ્યર્થના.

* * *

લૈંટી લેવાને બદલે મહેમાન માને છે. મહેમાનને જમાડવા પાંચ દિવસની મફત મજૈંરી કરવાનું શિરે લે છે. પાંસઠ વર્ષે પણ ૭૦ ફૂટ ઊંચા તાડના વૃક્ષ પર ચડી આગંતુકને સ્નેહનિતરતા નેત્રે તાડી પાય છે. ત્યારે જ તેને સંતોષ થાય છે. નદી જેવા પ્રાકૃતિક તત્વોને માતા ગણી એના જળને વંદીને કૃતસભાવે પીવે છે. આવા જીવનવિધાયક મૈંલ્યોના ધારકને શું કહીશું?

માનવજાતને યાંત્રિક વૈયક્તિકભોગવાદી સંસ્કૃતિના વિઘાતક પરિબળોના પ્રભાવથી બચી માનસિક-શારીરિક શાતા પામવી હશે તો પ્રકૃતિની સંજીવનીથી રસાયેલા અને માનવીય ગુણોથી છલકાતા લોકોને તેમના મૈંળમાંથી ઉખાડવાને બદલે તેમની પ્રકૃતિ-સંસ્કૃતિના શરણમાં જઈ તેમના જીવન-દર્શનમાંથી નવાં જીવનમૈંલ્યો ઘડવા પડશે.

આ પ્રકરણમાં સર્જક પોતાના જીવનમાં જે વળાંક આવ્યો કે પરિવર્તન થયું તેની નોંધ કરવા લખે છે.

'લોક' ના આ નિર્વ્યાજ આંતરિક વૈભવનાં દર્શન પછી મારો ખેતી કરાવવાનો ઉત્સાહ ઓસરવા લાગ્યો હતો અને આદિવાસી લોક તરફનું આકર્ષણ વધવા લાગ્યું હતું.

તેઓ નોંધે છે કે લોકના સાંનિધ્યમાં બેસી તેની સાથે ઓતપ્રોત થતા તેના થયેલા કેટલાંક સ્વરૂપોના દર્શનની આ સહજ ગાથા છે. આ દર્શન સમયે થયેલા આનંદને મારી લોકયાત્રા દ્વારા સૌને વહેચું છું...

'મારી લોકયાત્રા'ના શીર્ષક અંગે તેઓ કહે છે ...'મારી લોકયાત્રા'એવું શીર્ષક આપ્યું છે પણ જે કરે તેની આ ચૈતસિક યાત્રા છે. 'લોક'સૌનો છે અને સૌમાં લોક છે. શિષ્ટજનોના મૈંળિયા પણ કોઈને કોઈ સ્થાને લોક સાથે- પરંપરા સાથે જોડેલા હોય તો જ જીવનમાં અને સર્જનમાં ઉર્જા આવે. મને શું મળશે ? આપણને શું પ્રાપ્ત થશે? એમ સતત ગણતરી કરતી પ્રજાને કલાકે નિજાનંદની વાત કહેતા...તેઓ એક પ્રસંગ નોંધે છે, જેમાં ઉત્તરગુજરાતના આદિવાસી કલાકારોએ શ્રેયસનામંચ ઉપર (રંગમચ) જે રાત ફાળવી હતી તેમાં...

કાર્યક્રમની પૈંર્ણાહુતિ પછી બીજા દિવસે ભીલ કલાકારોને પુરસ્કાર આપવાનો સમય આવ્યો આગ્રહ કરવા છતાં એક પણ કલાકાર પુરસ્કાર લેવા રાજી થયો નહીં. તેઓ પોતાના માટે જ નાચે છે અને પોતાના માટે જ ગાય છે. તેમનું સાહિત્ય અને કલા નિજાનંદ માટે જ હોય છે. તે નથી તો વ્યવસાય માટે કે અર્થ માટે. આપણે સ્ત્રીદાક્ષિણ્યની જે વાતો કરીએ છીએ અને વાસ્તવિકતામાં તેથી ઉલટુ છે. દા.ત વિધવાને આપણે ગંગાસ્વરૂપ કહીએ ખરા પણ કોઈક તો તેમના શુકન પણ ન લે અર્થાત્ સામે મળે તો અપશુકન ગણે ત્યારે સાચુ સ્ત્રીદાક્ષિણ્ય કે સ્ત્રીસ્વાતંત્ર્યની હકીકત આપણને ઘણુંબધું કહી જાય છે. લેખકના શબ્દોમાં જ જોઈએ.

એંસીની સાલનો સમયખંડ હતો લગ્નગીતોનું સંશોધન ચાલતું હતું. મારા વિદ્યાર્થી ઉજમાં ગમાર (ગામ ચીખલી) સાથે ખેડવા ગામના ગમારના ખેતરે પહોચ્યા.

...ઓસરીમાં યુવાન યુવતીઓ નૃત્યની મૈંદ્રામાં ગાતા હતા. આંગણામાં કન્યાને પીઠી ચોળવાની વિધિ ચાલતી હતી. મારા નેત્રો આશ્ચર્યથી વિસ્ફારિત થઈ ગયાં. ચણીયાનો કછોટો વાળીને પાટલા ઉપર બેઠેલી કન્યાના ખુલ્લા અંગો ઉપર માતા હળદરથી પીઠી ચોળતી હતી અને કન્યા બાળકને સ્તનપાન કરાવતી હતી. ઉજમાને પૈંછ્યું ''આ કન્યાનું બીજું લગ્ન છે ? ઉજમો મુક્ત મન હસી પડયો ના સાહેબ ! કન્યાને નાનું બાળક પણ છે ને ! ઉજમો મને સમજાવવા લાગ્યો ''ઓણીનું (આનુ) લગન તો ગેઈ સાલ થાવાનું ઓતું પોણ વિદ(વર) દાપૈં (કન્યાશુલ્ક)ને આલી હકો પોણ દાપાપેટે ખેતી કોમ કરવા હાહરીમાં આવતો જતો રેવા લાગો એતણ એણાનુંસ સૈયું (બાળક) હે.''

''કન્યા કે વરપક્ષવાળા આનો વાંધો નથી લેતા ? ''ઈમાં હીનો વોતો ?''અમારતો કુંવારે હી ગોઠીયા - ગોઠણ(પ્રેમી-પ્રેમીકા) કરવાનો રિવાઝ હે. ગોઠીયાહી (પ્રેમીથી) થયેલું સૈયું વોય (હોય) તોય નવો વર કન્યા અને સૈયાન રાખે પોણ કન્યાના બાપન દાપાના પૈસા ઓસા (થોડા) મળે એતરુસ (એટલુંજ).

સર્જક અહીં આ પ્રસંગને વધાવતા લખે છે

